# એક સંતનું ચરિત્ર

ભાષાંતરકર્તા

મિ. હિમ્મતલાલ આશીર્વાદભાઈ

પહેલી આવૃત્તિ    પ્રત ૨૦૦૦



સુરત:
ગુજરાતના ખ્રીસ્તી ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઇ. પી. મિશન પ્રેસમાં આર. એસ. ટીલીએ
છાપ્યું તથા પ્રગટ કર્યું
૧૯૩૦

કિમ્મત ૩ પાઇ

# અનુક્રમણિકા

વિષયો

# ડૉ. કાલીચરણ ચેટરજીની સાક્ષી

## બાળપણ ને કેળવણી

ડૉ. કાલીચરણ ચેટરજી જાતે કુલીન બ્રાહ્મણ હતા. હિન્દુ સમાજમાં તેમનું કુળ સર્વથી ચઢીઆતું હતું. તેઓ એવા બાહોશ વિદ્યાર્થી હતા કે જ્યારે તેઓ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા હતા ત્યારે તેમણે અનેક ચાંદો અને ઇનામો મેળવ્યાં હતાં. કૉલેજનો અભ્યાસ પૂરો કરી રહ્યા બાદ જો તેઓએ કૉલેજમાંજ નોકરી લીધી હોત તો અંગ્રેજી ભાષાના પ્રોફેસર તરીકે તેમની નિમણુક થઇ શકત. વળી ધર્મ બાબતે તેઓ એટલા બધા ચુસ્ત અને આસ્તિક હતા, કે જો તેઓ હિન્દુ અને હિન્દુજ રહ્યા હોત તો તેમના દેશબંધુઓ તરફથી ઘણું સન્માન પામત.

કાલીચરણે પોતાની બાલ્યાવસ્થા પોતાની માસીના સમાગમમાં ગાળી હતી. કાલીચરણની માસી બાળવિધવા હતી. તેણે પોતાના વૈધવ્યનો ઘણો સમય ધાર્મિક પુસ્તકો મોઢે કરવામાં, પૂજાપાઠ કરવામાં, અને દાનદક્ષિણા આપવામાં ગાળ્યો હતો. પુરાણો, મહાભારત અને રામાયણમાંથી જે જે વાર્તાઓ તેણે મોઢે કરી હતી તે તે પોતાના ભાણેજને કહી સંભળાવતી હતી. પોતાના ભાણેજની આગળ વાર્તાઓ કહેવામાં તેને ઘણો રસ પડતો હતો. આઠ વર્ષની ઉંમરે "ઉપનયન" ક્રિયા કરવામાં આવી, અને કાલીચરણને જનોઇ દેવામાં આવ્યું, એટલે તે "દ્વિજ" થયો. આ ક્રિયા વખતે તેના મન પર કેટલાક ખાસ સંસ્કારો પાડવામાં આવ્યા હતા, જેવા કે તેણે દુનિયાદારીનો ત્યાગ કરવો, દેહ એ પરમાત્માનું મંદિર છે, હલકી અને અમંગળ બાબતોથી અલગ રહેવું, વગેરે. આ સંસ્કારો તેમને મોટી ઉંમરે ઘણી વખત યાદ આવતા અને તે વિષે તે ઘણી વાર વાત પણ કરતા હતા.

**સત્સંગ.**—બંગાળા ઇલાકામાં અગરપારા કરીને એક શહેર છે. આ શહેરમાં સી. એમ. એસ. મિશન તરફથી એક એંગ્લો-વર્નાક્યુલર હાઇ સ્કૂલ ચલાવવામાં આવે છે. કાલીચરણના ઘરથી આ નિશાળ

એએક માઇલને અંતરે આવેલી હતી. આ નિશાળમાં કાલીચરણ ભણવા જતો. નિશાળનો હેડ માસ્તર બી. ગુરૂચરણ બોઝ કરીને એક જણ હતો. આ હેડ માસ્તરના જીવનની તથા બીજા એક ખ્રીસ્તી શિક્ષકના જીવનની ઘણી ઉંડી અસર કાલીચરણ પર થઇ. જે દેવોને તે ભજતો હતો તેમની સાથે પ્રભુ ઇસુ ખ્રીસ્તના જીવન અને ચારિત્ર્યનો તે મુકાબલો કરી જોવા લાગ્યો.

## બાઇબલનો અભ્યાસ

મહાભારત, રામાયણ અને પુરાણોનો તેણે સારો અભ્યાસ કર્યો હતો; અને તેઓની વાતો બાઇબલની વાતો સાથે સરખાવી જોવામાં અને તેનો તોલ કાઢવામાં તેને ઘણી મજા પડવા લાગી. હિન્દુ શાસ્ત્રો અને ખ્રીસ્તી શાસ્ત્રનો આવો તુલનાદર્શક અભ્યાસ કર્યાના પરિણામે તેને એવી ખાતરી થઈ, કે પ્રભુ ઇસુ ખરેખર "પવિત્ર, અહિંસક અને દુરાચાર-રહિત" છે. પ્રભુ ખ્રીસ્તે શિખવેલા સિદ્ધાંતો તેને પસંદ પડયા, અને એ સિદ્ધાંતો અનુસાર તે પોતાનું જીવન ગાળવા લાગ્યો. જે નિશાળમાં તે ભણતો હતો ત્યાંની બાઇબલની પરીક્ષામાં તે પહેલે નંબરે પાસ થયો, જેથી એક સુંદર બાંધણીનું બાઇબલ તેને ઇનામ મળ્યું. કાલીચરણના ત્રણ સહાધ્યાયીઓ હતા. આ ચારે મિત્રો બહુ ધ્યાનથી બાઇબલ વાંચવા લાગ્યા, અને પ્રભુ તેમને આંતરિક પ્રકાશ આપે તથા ખરા સત્યમાં તેમને દોરી જાય, એ માટે તેઓ ખરા મનથી પ્રાર્થના પણ કરતા હતા. બાઇબલ વાંચતાં વાંચતાં આ વિદ્યાર્થીઓના મન પર તેમાંનાં કેટલાંક વચનોની ઘણી અસર થઇ; જેવાં કે,

"આપણે તેમનામાં (ઇસુમાં) દેવના ન્યાયીપણારૂપ થઇએ, માટે જેમણે પાપ જાણ્યું નહોતું તેમને તેણે આપણે વાસ્તે પાપરૂપ કર્યો" (૨ કર. ૫; ૨૧),

"લાકડા (વધસ્તંભ) પર તેમણે પોતે પોતાના શરીરમાં આપણાં પાપ માથે લીધાં, જેથી આપણે પાપો સંબંધી મૃત્યુ પામીને ન્યાયીપણા સંબંધી જીવીએ; તેમના ઘાઓથી આપણે સાજા થયા" (૧ પીતર ૨; ૨૪).

"ઘણા લોકના ઉદ્ધારને સારૂ ખંડણી તરીકે તે પોતાનો જીવ આપવાને આવ્યા" (માત્થી ૨૦; ૨૮).

**બાઇબલના અભ્યાસનું પરિણામ.** આ સત્યશોધકોમાંના કાલીચરણે પાછળથી આવી શાહેદી પુરી: "આવા આવા ફકરાઓથી અમને ખાતરી થઈ કે પ્રભુ ખ્રીસ્તે જે દુ:ખ અને મરણ સહ્યું તે પોતાના અંગત કારણને લીધે નહિ, પરંતુ માણસજાતના પ્રતિનિધિ તરીકે સહ્યું— આપણાં પાપોને માટે અને આપણા બદલામાં તે મરણ પામ્યા. માટે માત્ર આપણા ગુરૂ અને માર્ગદર્શક તરીકેજ તેમને સ્વીકારવા એટલુંજ બસ નથી, પણ ઇશ્વરની સાથે આપણો પુનર્મિલાપ કરવાને તે આપણું પાપાર્થાર્પણ છે, એવું તેમના વિષે માનવું જોઇએ. પરંતુ થોડો વખત આ સિદ્ધાંત અમૂને નડતરરૂપ લાગ્યો, અને તે માની લેતાં અમારૂં મન પાછું પડતું હતું; તેથી તે અમારા ગુરૂ અને નેતા છે, એટલું તેમના વિષે માનીનેજ અમે સંતોષી થઇ રહ્યા. પરંતુ બાઇબલ વાંચતાં વાંચતાં જ્યારે અમે રૂમીઓને પત્રના પાંચમા અધ્યાયની બારમી અને અરાઢમી કલમોનો સૂક્ષ્મ અભ્યાસ કર્યો, ત્યારે અમારા મનની શંકાનું નિવારણ થયું, ખ્રીસ્તને કેવા માનવા તેની અમને સુઝ પડી, અને અમારા ગુરૂ એટલુંજ નહિ, પણ અમારા તારનાર તરીકે અમે તેમનો સ્વીકાર કર્યો. પ્રભુ ઇસુ વિષે અમને આ નવી સુઝ પડી તેથી અમે આનંદિત થયા, અને પ્રાર્થના કરીને અમે ઇશ્વરનો ઉપકાર માન્યો. પછી પ્રભુ ખ્રીસ્તનો સ્વીકાર જાહેરમાં કરવાનો અમે નક્કી નિર્ણય કર્યો."

**ગુપ્ત શિષ્ય.** જો કે તેઓએ તેમનો વિશ્વાસ જાહેરમાં પ્રગટ કરવાનો સુનિશ્ચય કર્યો હતો ખરો, તોપણ હજી સુધી તેઓથી તેમ થઇ શક્યું નહોતું, કારણ કે આ વખતે એક બનાવ બન્યો હતો. તેઓ પોતાનો સુનિશ્ચય અમલમાં મુકવાનું કરતા હતા એવામાં, એજ નિશાળના ઉપલા ધોરણના કોઇ વિદ્યાર્થીએ ખ્રીસ્તનો જાહેરમાં સ્વીકાર કર્યો, અને બાપ્તિસ્મા લીધું. આ કારણથી તેના પર ભારે સતાવણી આવી પડી. તેના ઘરમાંથી તેને કાઢી મુકવામાં આવ્યો, સગાંસ્નેહીઓએ અને મિત્રોએ તેનો ત્યાગ કર્યો, સમાજમાંથી તેનો એકદમ બહિષ્કાર કરવામાં આવ્યો, અને જ્યાં જ્યાં તે જાય ત્યાં ગાળો, અપમાન, નિંદા

અને મશ્કરીનો તેને અનુભવ થવા લાગ્યો. આ સતાવણી તેને એટલી બધી અસહ્ય થઇ પડી કે તે ડગી ગયો, પાછો હઠ્યો, અને ખ્રીસ્ત પરના પોતાના વિશ્વાસનો ઇનકાર કરીને તે પાછો હિન્દુ થઇ ગયો. આ બનાવથી ચેટરજીના મન પર માઠી અસર થઇ, અને ખ્રીસ્તનો જાહેર સ્વીકાર કરવાનો તેનો ઇરાદો મંદ પડી ગયો. આ પ્રસંગે તેના પર એક ભારે પરીક્ષણ આવ્યું, તે એ કે, બાહ્ય રીતે હિન્દુ ગણાવું, પરંતુ અંતરથી ખ્રીસ્તના ગુપ્ત શિષ્ય રહેવું, અને તેની સેવા કરવી. કાલીચરણના જેવા સંજોગોમાં આવું પરીક્ષણ ઘણાઓને આવેલું છે; અને એવા પરીક્ષણ આગળ ઘણા જણ ગોથાં ખાઇ ગયા છે. પરંતુ એ પરીક્ષણ પ્રમાણે કરી જોવાથી કાલીચરણના મનને કંઇ ચેન પડ્યું નહિ. ખ્રીસ્તના આ શબ્દો તેના મનમાંથી ખસતાજ નહોતા, કે "માણસોની આગળ જે કોઇ મને કબુલ કરશે, તેને હું પણ મારા આકાશમાંના બાપની આગળ કબુલ કરીશ; પણ માણસોની આગળ જે કોઇ મારો નકાર કરશે, તેનો નકાર હું પણ મારા આકાશમાંના બાપની આગળ કરીશ" (માત્થી ૧૦; ૩૨, ૩૩).

## પ્રભુ ઇસુનો પ્રગટ સ્વીકાર

આવાં આવાં વચનોથી આખરે તે નિર્ણય પર આવ્યો. ખ્રીસ્તી ધર્મનો જાહેરમાં સ્વીકાર કરવો એ કેટલું જરૂરનું છે એ તેને સમજાયું. ગમે તે ભોગે અને ગમે તે જોખમે પણ બાપ્તિસ્મા લેવુંજ જોઈએ, એવો તેણે દૃઢ ઠરાવ કર્યો. કેમકે એમ કરવું એ ખ્રીસ્તની ઇચ્છાનુસાર છે, એવી તેને ખાતરી થઇ; અને તેની કૃપા તથા તેની શક્તિ પરજ ભોળા ભાવે આધાર રાખીને એ ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ, કેમકે એ મદદ જો ન મળે તો બળવાનમાં બળવાન માણસ પણ પડી જાય.

અગરપારામાં આ ચાર યુવકો રહેતા હતા, અને ત્યાં તેમનાં ઓળખીતાં, મિત્રો, સગાંસ્નેહીઓ હતાં. હવે એવી જગામાં બાપ્તિસ્મા લઇ ખ્રીસ્તી મંડળીમાં જોડાવું, એમાં કેટલું બધું જોખમ તેમને નડવાનો સંભવ હતો, એ તેઓ સારી પેઠે સમજતા હતા; તેથી આ ચાર યુવકોએ કલકત્તાની ક્રિશ્ચિયન કોલેજમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો, અને સને ૧૮૫૪ની શરૂઆતે કોલેજના શાળાવિભાગમાં તેઓ દાખલ થયા. કોલેજમાં જોડાયા બાદ થોડા વખત પછી કાલીચરણે પોતાના બાપને

લખી જણાવ્યું, કે મેં ખ્રીસ્તી થવાનો તથા જાહેર રીતે બાપ્તિસ્મા પામવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. કાલીચરણનો આ વિચાર તેના બાપને એટલો બધો મૂર્ખાઇભરેલો લાગ્યો, કે પહેલાં તો તેને એ વાત માનવા જેવીજ લાગી નહિ; પરંતુ તેના દીકરાએ તો દૃઢ ઠરાવ કરેલો છે, એવું જ્યારે તેને માલમ પડયું, ત્યારે તે ઘણો દુ:ખી થયો, અને તેને ગંભીરતાથી ચેતવણી આપી, કે જો તું આ પગલું લેશે, તો તને ઘરમાંથી કાઢી મૂકવામાં આવશે, અને સગાંસ્નેહીઓ કે ન્યાતજાતવાળાઓ સાથે તારે કોઇ પણ જાતનો સંબંધ રહેશે નહિ. બાપ તરફથી આવી ખબર સાંભળીને કાલીચરણનું હૃદય કેવું વિંધાયું હશે, અને તેને કેવી લાગણી થઇ હશે તેનું યોગ્ય વર્ણન થઇ શકે તેમ નથી; પરંતુ આવી કોઇ પણ બાબતથી ખ્રીસ્ત પરનો તેનો વિશ્વાસ ડગી ગયો નહિ, અને સને ૧૮૫૪ના નવેમ્બરની આઠમી તારીખે કલકત્તા શહેરમાં આવેલા વેલેસ્લી રસ્તા પરના ફ્રી ચર્ચમાં રેવ. ડેવિડ યુવર્ટને હાથે તેણે બાપ્તિસ્મા લીધું. આ ખબર સાંભળીને તેનાં સગાંઓએ અને મિત્રોએ તેનો બહિષ્કાર કર્યો, પોતાના મનથી તેને મુએલો ગણ્યો, અને વળી મુએલા કરતાં પણ તેને ભુંડો ગણ્યો, કારણ કે આખા કુટુંબને તથા આખી કોમને તેણે કલંક લગાડયું હતું. આમ કરવાથી સાંસારિક વાનાંઓની પોતાને કેટલી ખોટ જવાની છે, એ પર જો કાલીચરણે ધ્યાન દીધું હોત તો ખ્રીસ્તના ગુપ્ત શિષ્ય તરીકે જીવન ગાળવાને તે લલચાયો હોત; પરંતુ એવું જીવન ઝાઝું નભે નહિ, આખરે તો તે કરમાઇજ જાય.

**વિદ્વતા.** કાલીચરણ કોલેજમાં વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારે તે બહુજ બાહોશ અને ખંતીલો જણાઇ આવ્યો હતો. તેણે ચાંદો અને ઇનામો પુષ્કળ મેળવ્યાં હતાં. "સ્ત્રીકેળવણી" વિષે તેણે એવો ઉત્તમ નિબંધ લખ્યો હતો, કે તેને તે બદલ (ચાંદીનો) ચાંદ મળ્યો હતો; "મરાઠાઓનું સામાજિક જીવન" એ વિષય પર સૌથી સારો નિબંધ લખવાને લીધે તે ઠરાવેલું ઇનામ જીતી ગયો હતો; ગણિત અને ઇતિહાસના વિષયોમાં પણ અસાધારણ પ્રવીણતા બતાવી તેણે ઇનામો મેળવ્યાં હતાં.

**સેવાની પ્રતિજ્ઞા.** સને ૧૮૬૦ના અકટોબર માસમાં એક અતિ દુ:ખદાયક બનાવ બન્યો. કાલીચરણના શિક્ષકોમાંના ડૉ. ડેવિડ યુવર્ટ

કરીને એક પ્રખ્યાત શિક્ષક એકાએક કોલેરાના ભોગ થઇ પડયા. તેમના દફનની આગલી રાતે તેમના ખ્રીસ્તી જુવાન વિદ્યાર્થીઓ આખી રાત પોતાના માનનીય અને પ્રેમાળ શિક્ષકના શબ પાસે બેસી રહ્યા. તેઓને માટે આ એક અતિ ગંભીર પ્રસંગ હતો, અને તેજ રાતે તેઓમાંના ઘણાએ આત્મપરીક્ષા કરીને તથા આગ્રહથી પ્રાર્થના કરીને પ્રભુ ખ્રીસ્તની સેવામાં પોતાના જીવનનું અર્પણ કરી દીધું. કાલીચરણે આજ વખતે પહેલવહેલી પોતાની જીંદગી ખ્રીસ્તની સેવામાં વિધિપૂર્વક અર્પી દીધી. આ વખતે કાલીચરણે જે પ્રતિજ્ઞા લીધી તે તેની આખી જીંદગી દરમિયાન કોઇ પણ વખતે તે ભૂલી ગયો નહોતો. તેણે આ પ્રતિજ્ઞા લીધી તે પહેલાં જાણે કે ઇશ્વરનો આત્મા તેના હૃદય પર આ શબ્દો કોતરતો હતો : "તમે પોતાના નથી ; કેમકે મૂલ્ય આપીને તમને ખરીદવામાં આવ્યા છે ; તો તમારા શરીર વડે દેવને મહિમા આપો" (૧ કર. ૬ ; ૧૯, ૨૦). માણસોની આગળ પ્રભુ ખ્રીસ્તને પ્રગટ કરતાં આ શબ્દો તે વારંવાર વહાલથી વાપરતો હતો.

## સેવા

ડૉ. ચેટરજીએ પ્રભુ ઇસુ ખ્રીસ્તની સેવા કરવાની જે પ્રતિજ્ઞા લીધી હતી તે પુરી કરવામાંજ પોતાનું આખું જીવન ગાળ્યું. સરકારી કેળવણીખાતાના વડા તરફથી અનેકવાર અનેક હાઇસ્કુલોના હેડમાસ્તરની જગા તેમને મળવાની હતી, પરંતુ તે બધી વિષે તેમણે ના પાડી. જ્યારે જ્યારે એવી જગાઓ તેમને આપવામાં આવી ત્યારે તે એમ કહેતા, કે મેં તો ખ્રીસ્તી શિક્ષક અને **ઉપદેશક** તરીકે કામ કરીને પ્રભુની સેવા કરવાનું મારા મન સાથે ઠરાવેલું છે. સને ૧૮૬૮માં હોશિયારપુરમાં ઉપદેશક તરીકે કામ કરવાનું તેમને આમંત્રણ મળ્યું. આ આમંત્રણ મિશનેરી સોસાઇટી તરફથી છે એટલુંજ નહિ, પણ તે ઇશ્વર તરફથી છે, એવું મિ. ચેટરજી અને તેમનાં સ્ત્રી સમજ્યાં, અને ૧૮૬૮ના માર્ચની ચોથી તારીખે તેઓ હોશિયારપુર આવી પહોંચ્યાં. આ વખતે તેમણે કહ્યું હતું, કે "અમે અમારાં શરીર તથા આત્મા માણસજાતના તારનારને પુરી રીતે અર્પણ કર્યાં છે ; અને ખ્રીસ્ત એટલે વધસ્તંભે જડાએલા ખ્રીસ્ત એ વિના અમે બીજું કંઇ ન જાણીએ, એવો અમે નિશ્ચય કર્યો છે ; અને અમારા

કામ ઉપર ઇશ્વરનો આશીર્વાદ આવે, એવી અમે માગણી કરીએ છીએ." તેઓએ એવું પવિત્ર જીવન ગાળ્યું, અને આખા હોશિયારપુર જીલ્લામાં એવી રીતે ઉપદેશ કર્યો તથા ખ્રીસ્તના જ્ઞાનનો પ્રચાર કર્યો, કે જ્યારે એ સેવાકાર્યથી તેઓ ફારગ થયા ત્યારે તેમની સેવાના ફળ તરીકે ત્યાંના ખ્રીસ્તીઓની કુલ સંખ્યા ૩,૧૦૬ માણસોની હતી, પાંચ મંડળીઓ બંધાએલી હતી, અને બધાં મળીને ૧૧૮ ગામોમાં ખ્રીસ્તીઓ વસતા હતા. ડૉ. ચેટરજીએ પોતાનું તન, મન અને ધન ખ્રીસ્તને જાહેર કરવામાંજ પરોવેલું હતું, અને કોઇ પણ જાતની પદવી કે સત્તાની તૃષ્ણા નહિ હોવાથી બધાજ વર્ગના ખ્રીસ્તી લોકો તેમને ઘણું માન આપતા હતા.

મિ. વિલ્યમ કોલ્ડસ્ટ્રીમ કરીને એક મોટો સરકારી અમલદાર તેમના વિષે નીચે પ્રમાણે સાક્ષી આપે છે: "ચાળીસ વરસ સુધી મારે તેમની સાથે ગાઢ મિત્રાચારી હતી. તેઓનું જીવન દિનપ્રતિદિન કેવું વધારે ને વધારે ઉપયોગી થતું જતું હતું તે મેં નજરે નિહાળ્યું છે, અને તે જોઇને હું તેમની પ્રશંસા કર્યા વગર રહી શકયો નથી. હોશિયારપુર જીલ્લાના બીજા સરકારી હોદ્દેદારો અને હું ઘણીવાર તેમની પાસે સલાહને માટે જતા હતા, અને તેમની સલાહ તેમને તથા મને હમેશાં ધ્યાનમાં લેવા જોગ લાગી હતી. હોશિયારપુરના **મ્યુનિસિપલ કાર્યવાહક** મંડળના તે સભ્ય હતા. ઘણાજ બારીક અને મુશ્કેલ સવાલોનું તેઓ સરળતાથી નિરાકરણ કરતા હતા, અને **ઉત્તમ સલાહ** આપતા હતા." સને ૧૮૯૭–૧૯૦૨ સુધીમાં પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર તરીકે સર વિલ્યમ મેકવર્થ યંગ કરીને એક જણ હતા. તેઓ ચેટરજી વિષે આ પ્રમાણે લખે છે: "સને ૧૮૬૯માં હું હોશિયારપુરમાં હતો, ત્યારથી ડૉ. ચેટરજી સાથે મારે પરિચય હતો. અમે દિનપ્રતિદિન દિલોજાન મિત્રો બન્યા, અને અમે એક બીજાથી વિખુટા પડ્યા તોપણ **ખરા મિત્રો** રહ્યા. બીજા બધા કરતાં તેમનો સમાગમ મને વિશેષ પ્રિય લાગતો. મારા હિન્દના અનુભવમાં જે જે ખ્રીસ્તીઓ મારા સમાગમમાં આવ્યા છે તે સર્વમાં ડૉ. ચેટરજી મને પૂર્વના એક સંપૂર્ણ આદર્શ ખ્રીસ્તી માલમ પડયા છે."

**માનમરતબો.** ગ્રેટ બ્રિટન અને અમેરિકામાં પણ ડૉ. ચેટરજી સારી ઓળખાણ પામેલા અને પંકાએલા હતા. સને ૧૯૧૦માં એડિનબરો

શહેરમાં જ્યારે "વર્લ્ડ મિશનરી કોન્ફરન્સ" મળી હતી ત્યારે તેમાં તેઓએ આગળ પડતો ભાગ લીધો હતો. તે વખતે એડિનબરો યુનિવર્સિટીના ચાન્સલરે તેમને તથા તેમની સાથે કાન્ટરબરીના લોર્ડ બિશપને તથા મિ. રોબર્ટ ઇ. સ્પીઅરને "ડૉક્ટર ઑફ ડિવિનિટિ"ની ઉપાધિ ઇનાયત કરી હતી. તેમને માન પર માન મળતું ગયું, તો પણ તેથી ફુલાઇ ન જતાં તેઓ તો પ્રભુ ઇસુના ખરા શિષ્યને ઘટે તેમ નમ્ર, કૃપાળુ, દિન અને પ્રેમીજ રહ્યા. એક વખતે સર્વાનુમતે તેમને હિન્દની પ્રેસ્બિટેરિયન મંડળીની મહાસભાના પ્રમુખ ઠરાવવામાં આવ્યા હતા. આ વખતે તેમના મન પર ભારે અસર થઇ હતી, અને કેવા કેવા સંસ્કારોથી તેમનું જીવન પ્રભુએ આવું બનાવ્યું હતું, તે સંબંધી તે વખતે તેમણે કહી જણાવ્યું હતું.

## મૂળ પ્રશ્નનો ખુલાસો

હવે આ પુસ્તિકાને મથાળે જે પ્રશ્ન પૂછેલો છે, તે પર આપણે ધ્યાન દઇએ, એટલે "ડૉ. કાલીચરણ ચેટરજી હજુ તો કોલેજમાં ભણતા હતા એટલામાં પણ શા માટે ખ્રીસ્તી થયા ?"

તેમનો જવાબ આ પ્રમાણે છે: "મને ઘણી વાર એમ પૂછવામાં આવેલું છે, કે તમે હિન્દુ ધર્મ કેમ છોડયો અને ખ્રીસ્તના શિષ્ય શા માટે થયા ?" મારો જવાબ એ છે કે પ્રભુ ખ્રીસ્તનું પવિત્ર અને નિર્દોષ જીવન, ઇશ્વરની ઇચ્છાને તેમની સંપૂર્ણ આધીનતા, તથા દુ:ખી માનવજાત પ્રત્યે તેમનાં દયાનાં અને પરોપકારનાં કામો, એ બધું જોઇને જાણે અજાણતાં હું પ્રભુ ખ્રીસ્ત તરફ આકર્ષાયો હતો. "પહાડ પરના ભાષણ"માં જે ઉત્તમ બોધ તેમણે આપેલો છે તેથી, અને પાપીઓ પર તે કેટલો પ્રેમ રાખતા હતા, તેથી મારા મનમાં તેમના પ્રત્યે પૂજ્યભાવ ઉપજ્યો, અને મારા હૃદયમાં તેમના પર પ્રેમ ઉભરાયો. મારામાં તેમના પ્રત્યે માન અને પ્રેમની લાગણી ઉદ્ભવી. જે જે અવતારોને હું માનતો તે બધા શક્તિના અવતારો—શૂરવીર પુરૂષો—હતા, તેઓ સ્વભાવે આપણા જેવાજ માણસો હતા. પરંતુ પૂરો પવિત્ર અને ઇશ્વરની પેઠે ભજનજોગ મને જો કોઈ મળ્યો હોય તો તે એકલા પ્રભુ ખ્રીસ્તજ છે. તોપણ જે સિદ્ધાંતથી ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કરવાનો અને જાહેરમાં તેનો અંગીકાર કરવાનો મેં નિશ્ચય કર્યો તે તો માણસોને બદલે પ્રભુ

ઇસુએ દુ:ખ સહ્યું અને મરણ વેઠયું એ સિદ્ધાંત છે. મને લાગ્યું કે હું પાપી છું; અને મારાં પાપોને સારૂ મરણ ભોગવનાર તથા મારાં પાપોની શિક્ષા સહન કરનાર તે પ્રભુ ખ્રીસ્ત છે, એવી મને ખાતરી થઇ. "કેમકે તમે કૃપાથી વિશ્વાસદ્વારા તારણ પામેલા છો, અને એ તમારાથી નથી. એ તો દેવનું દાન છે" (એફ. ૨; ૮). "કરણીઓથી નહિ, રખેને કોઇ અભિમાન કરે" (એફે. ૨; ૯). મારા હૃદયમાં જે વિચાર રાતદિન રમ્યા કરતો હતો તે આ કે ખ્રીસ્ત મરણ પામ્યા છે, અને માણસ જે ઋણ કદી વાળી આપી ન શકે તે ઋણ તેમણે પોતાના મૃત્યુદ્વારા વાળી આપ્યું છે. જેમ જેમ ખ્રીસ્તમય જીવન અને અનુભવમાં હું વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ આ ખાતરી વધારે ને વધારે સબળ થતી ગઇ, અને હવે (૧૯૧૦) તે મારા જીવનનું એક અગત્યનું અંગ થઇ ગઈ છે. ખ્રીસ્તી ધર્મમાં અને બીજા ધર્મોમાં જે મોટો તફાવત છે તે એજ છે. જ્યારે હું પહેલવહેલો ખ્રીસ્તી થયો ત્યારે એ ખાતરી મારા મનમાં ઉપજી, અને ત્યારથી માંડીને દિનપ્રતિદિન તે વધતીજ ગઇ છે, અને હાલમાં તે બહુજ સબળ છે. મારી માન્યતા તો આજ સુધી એજ છે, કે જે ઇશ્વર તમામ દયાળુ છે અને જેનામાં દયાગુણ સિવાય બીજો ગુણ નથી, તે અન્યાયી ઇશ્વર છે.

"આપણે હજી નિર્બળ હતા, એટલામાં યોગ્ય સમયે અધર્મીઓને સારૂ ખ્રીસ્ત મરણ પામ્યા. હવે ન્યાયી માણસને સારૂ ભાગ્યેજ કોઇ મરે; પરોપકારી માણસને સારૂ તો કોઇએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે. પણ આપણે જ્યારે પાપી હતા ત્યારે ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યા, એમ કરવામાં દેવ આપણા પર પોતાનો પ્રેમ પ્રગટ કરે છે'" (રૂમી. ૫; ૬-૮).

"કેમકે ખ્રીસ્તની પ્રીતિ અમને વશ કરી લે છે, કારણ કે અમે એવું [ચોક્કસ] સમજીએ છીએ કે, એક સર્વને વાસ્તે મુઆ માટે સર્વ મુઆ; અને જેઓ જીવે છે તેઓ હવેથી પોતાને અર્થે નહિ, પણ જે તેઓને વાસ્તે મુઆ તથા પાછા ઉઠયા તેમને અર્થે જીવે, માટે તે સર્વને વાસ્તે મુઆ. માટે હવેથી અમે કોઇને બહારના દેખાવ ઉપરથી ઓળખતા નથી; અને જો કે અમે ખ્રીસ્તને બહારના દેખાવ પરથી ઓળખ્યા હતા તો પણ

હવેથી [તેમને એમ] ઓળખતા નથી. માટે, જો કોઇ માણસ ખ્રીસ્તમાં છે તો તે નવી ઉત્પત્તિ [છે]; જે જુનું હતું તે સર્વ જતું રહ્યું છે; જુઓ, તે નવું થયું છે. પણ સર્વ દેવ તરફથી છે, જેણે ખ્રીસ્તની મારફતે આપણું સમાધાન પોતાની સાથે કરાવ્યું, અને સમાધાન [પ્રગટ કરવા]ની સેવા અમને સોંપી; એટલે, દેવ ખ્રીસ્તમાં પોતાની સાથે જગતનું સમાધાન કરાવીને તેઓના અપરાધ તેઓને લેખે ગણતો નથી, અને તેણે અમને સમાધાનનો સંદેશો સોંપેલો છે. એ માટે અમે ખ્રીસ્તના એલચી છીએ, જાણે કે દેવ અમારી મારફતે વિનંતી કરતો હોય તેમ; અમે ખ્રીસ્ત તરફથી તમારી આજીજી કરીએ છીએ, કે દેવની સાથે સમાધાન કરો. આપણે તેનામાં દેવના ન્યાયીપણારૂપ થઇએ, માટે જેમણે પાપ જાણ્યું નહોતું તેમને તેણે આપણે વાસ્તે પાપરૂપ કર્યા. અમે [દેવની] સાથે કામ કરનારા હોઇને, તમને એવી પણ વિનંતી કરીએ છીએ, કે તમે દેવની કૃપાનો અવર્થા અંગીકાર ન કરો, કેમકે તે કહે છે, કે મેં માન્યકાળે તારૂં સાંભળ્યું, અને તારણને દિવસે મેં તને સહાય કરી; જુઓ, હમણાંજ માન્યકાળ છે! જુઓ, હમણાંજ તારણનો દિવસ છે!" (૨ કર. ૫; ૧૪—૬; ૨).

આપણાં પાપોને લીધે વધસ્તંભ પરના મરણ સુધી પોતાના પ્રાણનું બલિદાન કરવાને ઇશ્વરે પોતાના પુત્ર પ્રભુ ઇસુ ખ્રીસ્તને આ દુનિયામાં મોકલી દીધા—આ સંદેશથી કાલીચરણ ચેટરજીએ પોતાનું હૃદય ખ્રીસ્તને અર્થે અર્પી દીધું, અને તે પ્રગટ રીતે ખ્રીસ્તનો શિષ્ય બન્યો. આ ઉપરથી તેણે એવો નિર્ણય કર્યો, કે જો પ્રભુ ખ્રીસ્તે મારે સારૂ પોતાનો જીવ આપ્યો, તો હવે મારે પોતાને અર્થે જીવન ગાળવું એમ નહિ, પણ જેણે મારા પર આટલો બધો પ્રેમ કર્યો તેમને અર્થે જીવન ગાળવું જોઇએ. તેને લાગ્યું કે, ખ્રીસ્તના ગુપ્ત શિષ્ય થવું એટલુંજ બસ નથી, તેમ તેમને એક મહાન ગુરૂ કે પવિત્ર પ્રબોધક માનવા, એટલું પણ બસ નથી; પરંતુ તેમને એક મહાન તારનાર તરીકે સ્વીકારવા જોઇએ, કે જે પાપની શિક્ષામાંથી તેમજ મારા હૃદયમાં તથા જીવનમાં પાપની જે સત્તા છે તેમાંથી મને મુક્ત કરવાને પૂર્ણ શક્તિમાન છે.

પ્રિય વાંચક, આ ઇસુ ખ્રીસ્ત, જે આવા મહાન તારનાર, પાપમાંથી છોડાવનાર, જે ઇશ્વરનું મહાન દાન તથા હલવાન છે, જેમણે જેમ તે

 

પોતે કહે છે તેમ, પાપોના નિવારણને અર્થે પોતાની રાજીખુશીથી દુઃખ સહ્યું અને વધસ્તંભનું ભયંકર મરણ વેઠયું, જેમને ઇશ્વરે મુએલાંઓમાંથી પાછો ઉઠાડયો, અને "સર્વ રાજ્યસત્તા, અધિકાર, પરાક્રમ, ધણીપણું અને કેવળ આ કાળમાંનું નહિ, પણ ભવિષ્યકાળમાંનું દરેક નામ જે હોય, એ સર્વ કરતાં ઉંચા કરીને પોતાની જમણી ગમ સ્વર્ગીય સ્થાનોમાં તેમને બેસાડયા" (એફ. ૧; ૨૦, ૨૧)—તે ઇસુ ખ્રીસ્તને શું તમે નહિ સ્વીકારો? "માટે જેઓ એની મારફતે દેવની પાસે આવે છે, તેઓને સંપૂર્ણ રીતે તારવાને એ સમર્થ છે; કેમકે એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદાકાળ જીવતા રહે છે" (હેબ. ૭; ૨૫).

હે વાંચનાર, હજુ જો તમારો આત્મા કંઇ શંકા ઉઠાવતો હોય તો નીચેનું ગીત ગાવાથી કે વાંચવાથી તમારા આત્માની અનેક શંકાઓ દૂર થશે એવી આશા છે. આ ગીતને તમારા હૃદયની પ્રાર્થનારૂપ બનવા દો.

"Just as I am, without one plea."

## હે પ્રભુ, જેવો છું તેવો તારી પાસે આવું છું.

(રાગ—૮ સ્વરો)

જેવોજ હું છું, પુણ્ય વગર આજ,
પણ કેમકે રક્ત દીધું મજ કાજ,
ને તેડે મજને તુજ અવાજ,
આવું છું, હે દેવના હલવાન. ૧

જેવોજ હું છું, થોભું પણ નહિ,
જાતે મારા ડાઘ ધોવા ચહી;
તું સર્વે ડાઘ સાફ કરશે સહિ,
આવું છું, હે દેવના હલવાન. ૨

જેવોજ હું છું, ઠેલાયલો દૂર,
દિલના યુદ્ધ ને શકથી ભરપૂર,
લઇ બીક જે બહાર ને આગ જે ઉર,
આવું છું, હે દેવના હલવાન. ૩

જેવોજ હું છું—અંધ ને લાચાર,
દૃષ્ટિ, ધન ને મનનો ઉદ્ધાર,
સૌ શોધતો તુજમાં હું આ વાર,
આવું છું, હે દેવના હલવાન. ૪

જેવોજ હું છું—કર અંગીકાર,
કર ક્ષમા, શુદ્ધ, છુટકો ને તાર,
છે તુજ વચન પર મજ આધાર,
આવું છું, હે દેવના હલવાન. ૫

જેવોજ હું છું—તુજ પ્રીત ન્યારી,
સૌ બંધનો તોડયાં ભારી,
તારોજ થવા ઇચ્છા મારી,
આવું છું, હે દેવના હલવાન. ૬

[This is taken from the Methodist Ch. Hymnal (145) with changes.]